સમસ્ત કાવ્યસાહિત્યમાં અગ્રસ્થાન લે છે[૪૪]. તે એક અંકથી વધી વધીને ભાસના સમયમાં દશ અંક પર્યંત વિસ્તરે છે.

ભાસ અને કાલિદાસનો સમય, તે નાટકના પરમ ઉત્કર્ષનો સમય. ત્યારપછી એકના અઠ્ઠાવીસ ભેદ થાય છે, દશ રૂપક અને અઢાર ઉપરૂપક[૪૫]. એમાંના ભાણ, શ્રીગદિત, ભાણિકા, પ્રસ્થાન, રાસક અને કાવ્ય, એ છ તો નૃત્યના ભેદ છે[૪૬]. વિલાસિકા પણ લાસ્યના જલસારૂપ જ છે[૪૭]. નાટ્યરાસકમાં પણ સંગીતનૂં પ્રાધાન્ય જણાય છે[૪૮]. આ સાહિત્યનો મોટો ભાગ નામથી જ જાણીતો છે. ઊતરતી યોગ્યતાને લીધે તે અર્વાચીન છતાં એ નાશ પામ્યો છે.

નાટકના વિકાસનો ઇતિહાસ વિચારતાં સહજ ધ્યાનમાં આવશે, કે તેની ઉત્પત્તિ અહીં જ થઈ છે. જે વિદ્વાનો એમ કહે છે કે ગ્રીક પ્રજાનાં નાટકો ઉપરથી આપણા પૂર્વજો નાટક રચતાં શીખ્યા, તેઓ ભૂલ કરે છે. ગ્રીક નાટક વ્હેલામાં વ્હેલૂં ઇસવી સન પૂર્વે પાંચમા શતકની આસપાસ રચાયૂં. ભારતીય નાટક તો તે પહેલાં ચારેક શતક આગમચથી રચાતૂં આવ્યૂં હતૂં. ગ્રીક નાટકમાં પ્રસ્તાવના નથી, નાન્દી નથી, રંગદ્વાર નથી, **छलितक** જેવા કોઇ નૃત્તના પ્રયોગથી તેનો આરંભ થતો નથી અને તે એકાંક મટી અનેકાંક થવા પામ્યૂં નથી. સંગીતિ (Chorus) રૂપી શ્રવ્ય અર્થોપક્ષેપક દ્વારા તે આખ્યાનશ્રવણ સાથે સંકળાયલૂં છે. ભારતીય નાટક આખ્યાનદર્શન સાથે સંબંધ ધરાવે છે અને એના અર્થોપક્ષેપકો દશ્ય છે. તે સૌ પોકારીને કહે છે કે તેની ઉત્પત્તિ સ્થાનિક એટલે સ્વતંત્ર છે.

મનુષ્યની રુચિ પવનની દિશાની પેઠે બદલાતી રહે છે. પ્રાચીન કાળમાં શ્રવણભોગ્ય સાહિત્ય ઉત્પન્ન થયૂં અને વખત જતાં **रामायण** આદિ વિશાળ સંહિતામાં અનેક શાખાએ વિસ્તાર પામ્યૂં. વચગાળામાં પ્રયોગભોગ્ય સાહિત્ય પ્રચારમાં આવ્યૂં. ઋષિઓના યજ્ઞવાટમાં[૪૯], બૌદ્ધોની

---

૪૪ જુઓ **काव्येषु नाटकं रम्यम्** ।. ૪૫ જુઓ **साहित्य दर्पण** ।६।. ૪૬ જુઓ **दशरूपक** ।१।८। ઉપરની ટીકામાં આપેલો નીચેનો શ્લોકઃ–**डोम्बी श्रीगदितं भाणो भाणीप्रस्थानरासकाः । काव्यं च सप्त नृत्यस्य भेदाः स्युस्तेऽपि भाणवत्** ॥. ૪૭ જુઓ **सा. द.** ।६। ३०१–३०२ ।. ૪૮ જુઓ **सा. द.** । ६ । ७७-७९ । ૪૯ જુઓ **ह. वं.** માંની પૂર્વે આપેલી નોંધ.

સહ્યાદ્રિની ગુફાઓમાં[૫૦], જૈનોનાં મથુરા પાસેનાં લયનોમાં[૫૧] અને સમસ્ત ભરતખંડમાં[૫૨] નાગરિકોની ગૃહ્ય નાટકશાળાઓમાં નાટક વિશ્રામના ઉપદેશના અને વિનોદના સાધનરૂપે પસરી રહ્યું, પમરી રહ્યું. વર્તમાનકાળ વાચનભોગ્ય સાહિત્યનો છે. એનૂં વિશિષ્ટ રૂપ જે [૫૩]નવલકથા, તે બીજા બધા સાહિત્યને ગૂંગળાવી નાંખવાનૂં કરે છે. વાચનમાળામાં નવલકથા, પુસ્તકમાળામાં નવલકથા, ત્રૈમાસિક–માસિક–પાક્ષિક–સાપ્તાહિક પત્રમાં નવલકથા અને દૈનિક પત્રમાં પણ નવલકથા નવલકથા જ થઈ રહી છે. એની સામે ટક્કર લે છે તો માત્ર નાટક જ લે છે. એની રેલમાં તે જ એક પગભર ટકી રહ્યૂં છે. એને પોષવા, એનો ઉત્કર્ષ કરવા, એનો વિજય સાધવા કવિ નાનાવિધ રમણીય નાટક રચો; નટો ઉત્તમ રીતે તે ભજવો; અને પ્રેક્ષકો કવિની પ્રતિભા નાણી જાણો, નટની કળા માણી જાણો!

**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**



૫૦ જુઓ અજંટ અને જોગીમારનૂં ચિત્રકામ. ૫૧ જુઓ લયનશોભિકા ગણિકા દહાનો લેખ, મુનિ જિનવિજયજીકૃત **પ્રાચીનલેખ-સંગ્રહ ૧.** ૫૨ જુઓ **कामसूत्र** ।૪। ૫૩ આ સંજ્ઞામાં નવલિકા અંતર્ભૂત છે.

# અનુક્રમણિકા

## (ગ્રંથ અને ગ્રંથકાર પુસ્તક ૧, ૨, ૩, ૪, ૫ અને ૬)

